શ્રીમદ્ અમૃતહિંમત ગ્રંથમાળા પુષ્પ નવમું

શ્રી વીતરાગાય નમઃ

પરમપૂજ્ય બાલબ્રહ્મચારી પંન્યાસ અનુ-
યોગાચાર્ય ૧૦૦૮ શ્રી હિંમતવિમલજી
ગણાધીશ સદ્ગુરૂભ્યો નમઃ

# શ્રી જીનેન્દ્ર સ્તવનાવલી

卐

સંગ્રાહક :
વિદ્યાપ્રેમી મુનિશ્રી રત્નવિમલજી મહારાજ

અમૃત સં. ૧૯, વિક્રમ સં. ૧૯૯૭ વીર સં. ૨૪૬૭

સહાયક

શાંતમૂર્તિ ગુરૂદેવ પૂજ્ય પ્રવર્તક શ્રી શાંતિવિમલજીના
સુશિષ્ય વિદ્યાપ્રેમી મુનિમહારાજ શ્રી રત્નવિમલજી
મહારાજના સદુપદેશથી ચાંદ્રાઈવાલા શેઠ
જેઠમલજી કેસરીમલજી તરફથી



પ્રકાશક
મહેતા નાગરદાસ પ્રાગજીભાઈ
દોશીવાડાની પોળ, અમદાવાદ.

—ગુરૂભક્તિ નિમિત્ત ભેટ—

॥ ॐ श्रीपार्श्वनाथाय नमः ॥

तीर्थाधिराज–श्री शत्रुंजयगिरये नमो नमः

# ॥ जीनेन्द्र स्तवनावली ॥

ભાગ ૧ લો.

માંગલિક કાવ્યો=

ॐकारं बिन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः
कामदं मोक्षदं चैव, ॐकाराय नमो नमः ॥१॥

× × ×

માંગલિક કાવ્યાનિ

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમ પ્રભુઃ

મંગલં સ્થૂલિભદ્રાદ્યા, જૈન ધર્મોઽસ્તુ મંગલં
અંગુઠે અમૃત વસે, લબ્ધિ તણા ભંડાર,
તે ગુરૂ ગૌતમ સમરીએ, વંછિત ફળ દાતાર.

साथीओ करती वखते भाववाना दूहा.

તેમાં પ્રથમ ત્રણ ઢગલીઓ અને સિદ્ધશિલા કરતી વખતે ભાવવું કેઃ—

× × ×

દર્શન જ્ઞાન ચારિત્રના, આરાધનથી સાર.
સિદ્ધ શિલાની ઉપરે, હો મુજવાસ શ્રીકાર.

हवे साथीओ करतां वखते

અક્ષત પૂજા કરતા થકા, સફળ કરૂં અવતાર.
ફળ માગું પ્રભુ આગળે, તાર તાર મુજતાર

સાંસારિક ફળ માગિએ, રવડયા બહુ સંસાર
અષ્ટકર્મ નિવારવા, માગું મોક્ષ ફળ સાર
ચિહુંગતિભ્રમણસંસારમાં, જન્મમરણજંજાલ
પંચમગતિ વીણજીવને, સુખનહીં ત્રિહું કાલ

પ્રભુ સ્તુતિ.

પૂર્ણાનંદ મયં મહોદયમયં.
કૈવલ્ય ચિદ્દઙ્ગમયં,
રૂપાતીતમયં સ્વરૂપરમણં,
સ્વભાવિકિશ્રીમયં,
જ્ઞાનોદ્યોતમયં કૃપારસમયં,
સ્યાદ્વાદવિદ્યાલયં,
શ્રીસિદ્ધાચલ તીર્થરાજમનિશં,
વંદેઽહ માદીશ્વરં.

દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનં,
દર્શનં સ્વર્ગ સોપાનં, દર્શનં મોક્ષસાધનં,

× × ×

॥ दूधनो पक्षाल करती वखते बोलवुं ते ॥

મેરૂ શિખર નવરાવે હો સુરપતિ મેરૂશિખરનવરાવે; જન્મકાળ જીનવરજીકો જાણી, પંચરૂપ કરી આવે હો સુ. મેરૂ.

॥ पाणीनो पक्षाल करती वखते बोलवुं ते ॥

જ્ઞાન કલશ ભરી આતમા, સમતા રસ ભરપૂર
શ્રી જીનને નવરાવતાં, કરમ થયા ચકચુર.

॥ धूपनी पूजा करती वखते बोलवुं ॥

અમે ધુપની પૂજા કરીએ રે ઓ મનમાન્યા મોહનજી; પ્રભુ ધુપ ઘટા

અનુસરીએ રે ઓ મનમાન્યા મોહનજી, પ્રભુ નહીં કોઈ તમારી તોલે રે ઓ મન માન્યા મોહનજી, અંતે શરણ તમારૂં રે ઓ મનમાન્યા મોહનજી.

॥ फुलनी पूजा करती वखते बोलवुं ॥

પ્રભુ કંઠે ઠવી ફુલની માળા, થુલ થકી વ્રત ઉચ્ચરિયે ચિત્ત ચોખે ચોરી નવિ કરીએ, સ્વામી, અદત્ત કદાપિ ન લીજે, ભેદ અઢાર પરિહરીયેરે । ચિત્ત.

ભાગ ૨ જો.

॥ चैत्यवंदन करवानी विधि ॥

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિ-

જાવણિજ્જાએ નીસિહિઆએ મત્થએણ વંદામિ,॥

એ પ્રમાણે બોલી ત્રણ ખમાસમણ દઇને પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ઇચ્છં કહી ડાબો પગ ઉંચો કરી,

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર,
દીઠે દુરગતિ વારે,
ભાવ ધરીને જે ચઢે,
તેને ભવજળ પાર ઉતારે. ૧
અનંતસિદ્ધનો એ ઠામ,
સકળ તીરથનો રાય,
પૂરવ નવાણું રીષભદેવ,
જ્યાં ઠવિઆ પ્રભુ પાય. ૨
સુરજ કુંડ સોહામણો,

કવડજક્ષ અભિરામ,
નાભિરાયા કુલ મંડણો,
જીનવર કરૂં પ્રણામ. ૩

જંકિંચિ

જંકિંચિ નામતિથ્થં સગ્ગે પાયાલિ માણુસેલોએ । જાઇંજીણબિંબાઇં તાઇં સવ્વાઇં વંદામિ. ॥૧॥

નમુથ્થુણં

નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં ॥૧॥ આઇગરાણં તિથ્થયરાણં સયંસં-બુદ્ધાણં ॥૨॥ પુરિસુત્તમાણં પુરિસસી-હાણં પુરિસવર પુંડરિયાણં પુરિસવર ગંધહથ્થીણં ॥૩॥ લોગુત્તમાણં લોગ-

નાહાણું લોગહિઆણું લોગપઇવાણું લોગપજ્જોઅગરાણું ॥૪॥ અભયદયાણું ચખ્ખુદયાણું મગ્ગદયાણું સરણદયાણું બોહીદયાણું ॥૫॥ ધમ્મદયાણું ધમ્મ-દેસયાણું ધમ્મનાયગાણું ધમ્મસારહીણું ધમ્મવરચાઉરંત ચક્કવટ્ટીણું ॥૬॥ અ-પ્પડિહયવરનાણ દંસણધરાણું વિઅટ્ટછ-ઉમાણું ॥૭॥ જીણાણું જાવયાણું તિ-ન્નાણું તારયાણું બુદ્ધાણું બોહયાણું મુત્તાણું મોઅગાણું ॥૮॥ સવ્વન્નૂણું સવ્વદરિસીણું સીવમયલમરૂઅમણંતમ-ખ્ખય મવ્વાબાહ મપુણરાવિત્તિ સિદ્ધિ-ગઇનામધેયં ઠાણંસંપત્તાણું નમોજીણા-ણું જીઅભયાણું ॥૯॥ જેઅ અઇયાસિદ્ધા

જેઅભવિસ્સંતિ ણાગએ કાલે સંપઈઅ
વટ્ટમાણા સવ્વેતિવિહેણ વંદામિ. ॥૧૦॥

( અથ જાવંતિ )

જાવંતિ ચેઇઆઈં ઉડ્ઢે અ અહે અ
તિરિઅલોએ અ। સવ્વાઈં તાઇં વંદે ઇહ
સંતો તત્થ સંતાઇં॥ ૧ ॥

પછી ખમાસમણ આપવું.

અથ જાવંત

જાવંત કેવિસાહૂ, ભરહેરવય મહાવિ-
દેહે અ। સવ્વેસિં તેસિં પણઓ તિવિહેણ
તિદંડ વિરયાણં ॥૧॥

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ
સાધુભ્યઃ

( અહિં સ્તવન કહેવું )

## સ્તવન

માતા મારૂદેવીનાનંદ, દેખી તાહરી,
મુરતી મારૂં મન લોભાણુંજી,
મારૂં દીલ લોભાણુંજી દેખી. ૧

કરૂણાનાગર કરૂણાસાગર કાયા કંચનવાન
ધોરીલંછન પાઉલે કાંઈધનુષ પાંચસે માન.
માતા. ૨

ત્રીગડે બેસી ધર્મ કહંતા, સુણે પરખદા બાર,
જોજનગામિનીવાણીમીઠી,વરસંતિજળધાર,
માતા. ૩

ઉરવશી રૂડી અપછરાને, રામા છે મનરંગ,
પાયે નેપુર રણઝણે કાંઇ કરતી નાટારંભ.
માતા. ૪

તુંહિ બ્રહ્મા તુંહિ વિધાતા તુંહિ જગતાર-
ણહાર, તુજ સરીખો નહીં દેવજગતમાં,
અરવડીઆ આધાર. માતા. ૫

તુંહિ ભ્રાતા તુંહિ ત્રાતા તું જગતનો દેવ,
સુરનર કિન્નર વાસુદેવા,
કરતા તુજપદ સેવ. માતા. ૬

શ્રીસિદ્ધાચળતીરથકેરો રાજા રૂષભજીણંદ,
કીર્તિ કરે માણેક મુનિ તાહરી,
ટાળો ભવ ભવ ફંદ. માતા. ૭

( હાથ મસ્તક સુધી ઉંચા કરવા )

## જયવીયરાય

જયવીયરાય જગગુરૂ હોઉ,મમં તુહ

પભાવઓ। ભયવં ભવનિવ્વેઓ મગ્ગાણુ સારિઆ ઇટ્ઠફલસિદ્ધિ ૧ લોગ વિરૂદ્ધ ચ્ચાઓ ગુરૂજણ પૂઆ પરત્થ કરણં ચ। સુહગુરૂજોગો તવ્વયણ સેવણા આભવ- ખંડા ૨ (હાથજરા નીચે કરવા) વારિ જ્જઇ જઇવિનિઆણ બંધણં વીયરાય તુહ સમયે। તહવિ મમ હુજ્જ સેવા ભવેભવે તુમ્હચલણાણં ૩ દુક્ખખ્ખઓ કમ્મ- ક્ખઓ સમાહિમરણં ચ બોહિલાભો અ। સંપજ્જઉ મહએઅં તુહનાહ પણામ કરણેણં ૪ સર્વ મંગલમાંગલ્યં સર્વ કલ્યાણં કારણં પ્રધાનં સર્વ ધર્માણાં જૈન જયતિ શાસનમ્ ૫

(પછી ઉભા થઇને)

## અરિહંત ચેઇઆણં

અરિહંત ચેઇઆણં કરેમિ કાઉસ્સગ્ગં ॥૧॥ વંદણવત્તિઆએ। પુઅણવત્તિઆએ સક્કારવત્તિઆએ। સમ્માણવત્તિઆએ। બોહીલાભવત્તિઆએ। નિરૂવસગ્ગવત્તિઆએ। સદ્ધાએ મેહાએ ધિઇએ ધારણાએ અણુપ્પેહાએ વડ્ઢમાણીએ ઠામિ કાઉસ્સગ્ગં ॥૩॥

## અન્નત્થઉસસિએણં

અન્નત્થ ઉસસિએણં નીસસિએણં ખાસિએણં છીએણં જંભાઇએણં ઉડ્ડએણં વાયનિસગ્ગેણં ભમલીએ પિત્તમુચ્છાએ-સુહુમેહિં અંગસંચાલેહિં સુહુમેહિં ખેલ-

સંચાલેહિં સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં ॥૨॥ એવમાઇએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જમે કાઉસ્સગ્ગો ॥૩॥ જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ ॥૪॥ તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસરામિ. ॥૫॥ પછી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી; નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ, કહી થોય કહેવી.

## સ્તુતિ, થોય

કલ્યાણકંદં પઢમં જિણિંદં,
સંતિતઓ નેમિજીણં મુણિંદં,
પાસં પયાસં સુગુણિક્કઠાણં.
ભત્તિઇવંદે સિરિ વધ્ધમાણં.

## ॥ चैत्यवंदन विधि ॥

(१)

## ॥ श्री रुषभजीन चैत्यवंदन ॥

શ્રી શત્રુંજય સીણગાર હારા,
શ્રી આદિજીનંદ,
નાભિરાયા કુલ ચંદ્રમા,
મરૂદેવાનંદ ॥૧॥
કાશ્યપ ગોત્ર ઇક્ષ્વાકવંશ
વિનિતાનો રાય,
ધનુષ્ય પાંચસે દેહમાન
સોવન સમ કાય ॥૨॥
વૃષભ લંછન ધુર વંદીએરે
સંઘ સકલ શુભ રીત,

અઠ્ઠાઇધર આરાધીએ
આગમ વાણિ વિનિત ॥૩॥

---

(૨)

॥ બીજનું ચૈત્યવંદન ॥

દુવિધ ધર્મ જેણે ઉપદિશ્યો
ચોથા અભિનંદન,
બીજે જન્મ્યા તે પ્રભુ,
ભવ દુઃખ નિકંદન ॥૧॥
દુવિધ ધ્યાન તુમે પરિહરો
આદરો દોય ધ્યાન,
એમ પ્રકાશ્યું સુમતિજીને,
તે ચવિયા બીજ દીન ॥૨॥
દોય બંધન રાગદ્વેષ,

તેહને ભવિ તજીએ,
મુજ પરે શીતલજીન કહે,
બીજ દીન શીવ ભજીએ ॥૩॥
જીવાજીવ પદાર્થનું
કરો નાણ સુજાણ,
બીજ દિન વાસુપૂજ્ય પરે
લહો કેવલનાણ. ॥૪॥
નિશ્ચય નય વ્યવહાર દોય
એકાંત ન ગ્રહીએ,
અરજીન બીજ દીને ચવી
એમ જીન આગળ કહીએ ॥૫॥
વર્તમાન ચોવીશીએ
એમ જીન કલ્યાણ,
બીજ દીને કેઈ પામીઆ

પ્રભુ નાણ નિર્વાણ ॥૬॥
એમ અનંત ચોવિશીએ
હુઆ બહુ કલ્યાણ,
જીન ઉત્તમ પદ પદ્મને,
નમતાં હોય સુખ ખાણ. ॥૭॥

---

(૩)

॥ ज्ञान पंचमीनुं चैत्यवंदन ॥

ત્રિગડે બેઠા વીર જીન,
ભાખે ભવીજન આગે,
ત્રિકરણશું ત્રિહુ લોકજન,
નિસુણો મન રાગે ॥૧॥
આરાહો ભલી ભાતસે.
પાંચમ અજુવાલી,

જ્ઞાન આરાધન કારણે,
એહજ તિથિ નિહાલી ॥૨॥
જ્ઞાન વિના પશુ સારિખા,
જાણો એણે સંસાર,
જ્ઞાન આરાધનથી લહે,
શીવપદ સુખ શ્રીકાર ॥૩॥
જ્ઞાન રહિત ક્રિયા કહી,
કાશ કુસુમ ઉપમાન,
લોકાલોક પ્રકાશકર,
જ્ઞાન એક પ્રધાન ॥૪॥
જ્ઞાની શ્વાસોશ્વાસમાં,
કરે કર્મનો છેહ,
પૂર્વ કોડી વરસાં લગે,
અજ્ઞાની કરે તેહ ॥૫॥

દેશ આરાધક ક્રિયા કહિ,
સર્વ આરાધક જ્ઞાન,
જ્ઞાન તણો મહિમા ઘણો,
અંગ પાંચમે ભગવાન ॥૬॥
પાંચ માસ લઘુ પંચમી,
જાવજ્જીવ ઉત્કૃષ્ટિ,
પંચ વરસ પંચ માસની,
પંચમી કરો શુભ દ્રષ્ટિ ॥૭॥
એકાવનહી પંચનોએ,
કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો,
ઉજમણું કરો ભાવશું,
ટાલે ભવ ફેરો ॥૮॥
એણી પેરે પંચમી આરાધિએ,
આણિભાવ અપાર,

વરદત્ત ગુણ મંજરી પરે
રંગવિજય લહો સાર ॥૭॥

---

॥ स्तवन ॥

(૧)

## ॥ श्री वीरजीन स्तवन ॥

સિદ્ધારથનારે નંદન વિનવું, વીનતડી અવધાર, ભવ મંડપમાંરે, નાટક નાચીયો, હવે મુજ પાર ઉતાર સિ. ૧ ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ નાવે રે સંતાપ, દાન દીયંતારે પ્રભુજી કોસીર કીસી, આપો પદવીરે આપ સિ. ચરણ અંગૂઠે રે મેરૂ કંપાવીઓ, સુરનુ

મોડયું રે માન, અષ્ટ કરમના ઝગડા, જીતવા, દીધું વરસી રે દાન સિ. ૩ શાસન નાયક સવિ સુખદાયક, ત્રીશલા કુખે રતન, સિદ્ધારથનો રે વંશ દિપાવીયો, પ્રભુજી તમે ધન્ય ધન્ય સિ. ૪ વાચક શેખર કીર્તિવિજય ગુરૂ, પામી તાસ પસાય, ધર્મતણાએ જીન ચોવીશમા વિનય વિજય ગુણ ગાય સિ. ૫

---

૨

॥ श्री पुंडरीकजीनुं स्तवन ॥

એક દીન પુંડરીક ગણધરૂરે લાલ, પૂછે શ્રી આદિ જીણંદ સુખકારીરે, કહીએ તે ભવજળ ઉતરીરે લાલ, પામીશ પરમા-

નંદ ભવવારીરે એક૦ ૧ કહે જીનઇણ
ગિરી પામશો રે લાલ, જ્ઞાન અને નીરવાણ
જય કારીરે, તીરથ મહિમા વાધશે રે
લાલ, અધિક અધિક મંડાણ નીરધારી રે
એક૦ ૨ ઇમ નિસુણીને તિહાં આવીયા
રે લાલ, ધાત્તી કરમ કર્યાં દુર તમ વારિ
રે, પંચકોડ મુનિ પરીવર્યા રે લાલ,
હુઆ સિદ્ધિ હજુર ભવવારી રે એક૦ ૩
ચૈત્રી પુનમ દીન કીજીએ રે લાલ,
પૂજા વિવિધ પ્રકાર દીલ ધારી રે, ફળ
પ્રદક્ષિણા કાઉસગ્ગારે લાલ, લોગસ્સ થુઈ
નમુક્કાર નરનારી રે. એક૦ ૪ દશ વીશ
ત્રીશ ચાલીશ ભલારે લાલ, પચાસ
પુષ્પની માળ અતિ સારી રે, નરભવ

લાહો લીજીએ રે લાલ, જેમ હોય "જ્ઞાન" વિશાળ મનોહારી રે એક૦ ૫

---

૩

॥ श्री शत्रुंजय स्तवन ॥

માહરૂં મન મોહયું રે શ્રી સિદ્ધાચળે રે, દેખીને હરખીત હોય, વિધિશું કીજે રે જાત્રા એહની રે, ભવ ભવના દુઃખ જાય. માહ૦ ૧ પંચમે આરે રે પાવન કારણે રે, એ સમો તીરથ ન કોઈ, મોટો મહિમા રે જગમાં એહનોરે, આ ભરતે ઈહાં જોય માહરૂં૦ ૨ ઈણગીરિ આવ્યારે, જીનવર ગણધરા રે, સિધ્યા સાધુ અનંત, કઠણ કરમ પણ એ ગીરિ

ફરસતાંરે, હોવે કરમ નીશાંત માડ઼ં૦ ૩
જૈન ધર્મ તે સાચો જાણીને રે, માનવ
તીરથ એ સ્થંભ, સુરનર કિન્નર નૃપ
વિદ્યાધરારે, કરતા નાટારંભ માડ઼ં૦
૪ ધન્ય ધન્ય દહડારે, ધન વેળા ઘડીરે,
ધરીએ હૃદય મોઝાર, જ્ઞાન વિમળ સૂરિ
ગુણ એના ઘણારે, કહેતા નાવે પાર
માડ઼ં૦ ૫

---

(૪)

॥ श्री मल्लिजिन स्तवन ॥

( સખી આવી દેવ દીવાલી રે, એ દેશી )

પંચમ સુરલોકના વાસીરે, નવલો-
કાંતિક સુવિલાસીરે, કરે વિનતિ ગુણની

રાશી ॥૧॥ મલ્લીજીનનાથજી વ્રત લીજેરે ભવિ જીવને શીવ સુખ દીજે મલ્લિ. ॥ એ આંકણી ॥૧॥ તુમે કરૂણા રસ ભંડારરે, પામ્યા છો ભવ જલ પારરે, સેવકનો કરો ઉદ્ધાર મલ્લિ. ॥૨॥ ભવિ. પ્રભુદાન સંવત્સરી આપેરે, જગનાં દારિદ્ર દુઃખ કાપે રે, ભવ્યત્વપણે તસછાપે (થાપે) ॥મ૦॥૩॥ ભવિ૦ ॥ સુરપતિ સઘલા મલિ આવે રે, મણિરયણ સોવન વરસાવે રે, પ્રભુ ચરણે શીશ નમાવે ॥મ૦॥૪॥ ભવિ૦॥ તીર્થોદક કુંભા લાવે રે, પ્રભુને સિંહાસન ઠાવે રે, સુરપતિ ભકતે નવરાવે ॥મ૦॥૫॥ભવિ૦॥ વસ્ત્રાભરણે શણગારેરે, ફુલમાળા હૃદય પર

ધારે રે, દુઃખડાં ઈંદ્રાણી ઉવારે, ॥મ૦॥
૬॥ભવિ॥ મલ્યા સુરનર કોડા કોડીરે,
પ્રભુ આગે રહ્યા કરજોડીરે, કરે ભક્તિ
યુકિત મદ મોડી॥મ૦॥૬॥ભવિ૦॥ મૃગ-
શિર શુદિની અજુઆલીરે, એકાદશી
ગુણની આલીરે, વર્યા સંયમ વધુ લટ-
કાલી ॥મ૦॥૮॥ભવિ૦॥ દીક્ષા કલ્યાણક
એહ રે, ગાતાં દુઃખ ન રહે રેહરે, લહે
રૂપવિજય જસ નેહ ॥મ૦॥ ૯ ભવિ૦ ॥

---

(૫)

॥ श्री संखेश्वरजीनुं स्तवन ॥

અંતરજામી સુણ અલવેસર મહિ-
મા ત્રિજગ તમારોરે, સાંભળીને આવ્યો

હુ તીરે, જન્મ મરણ દુઃખ વારો ॥૧॥ સેવક અરજ કરે છે રાજ, અમને શીવ સુખ આપો ॥ એ આંકણી૦ ॥ સહુકોના મનવાંછિત પૂરો, ચિંતા સહુની ચુરોરે, એહવુ બીરૂદ છે રાજ તમારૂં, કેમ રાખોછો દૂરે સેવક. ૨ સેવકને વલવલતો દેખી મનમાં મહેર ન ધરશોરે, કરૂણા સાગર કેમ કહેવાશો, જો ઉપગાર ન કરશો. સેવક. ૩ લટપટનું હવે કામ નહી છે, પ્રત્યક્ષ દરિશન દીજેરે, ધુમાડે ધીજુ નહીં સાહિબ, પેટ પડયા પતીજે સેવ-ક. ૪ શ્રી સંખેશ્વર મંડન સાહિબ વીન-તડી અવધારોરે, કહે જીન હર્ષ મયા કરી મુજને, ભવ સાયરથી તારો. સેવક.૫

---

॥ स्तुति ॥

(१)

## ॥ बीजनी स्तुति ॥

બીજે દીને ધર્મનુ બીજ આરાધીએ, શીતલજીન તણી સિદ્ધ ગતિ સાધીએ, શ્રીવત્સ લંછન કંચન સમતનુ, દઢરથ નૃપ સુતદેહ નેઉ ધણું ॥૧॥

અર અભિનંદન સુમતિ વાસુપૂજ્યના, ચ્યવનજનમ જ્ઞાન થયા એહના ॥ પંચ કલ્યાણક બીજ દીને જાણીએ, કાલ ત્રિહું ત્રણ ચોવીશી જીન આણીએ ॥ ૨ ॥

ધર્મ બિહું ભેદે જે જીનવર ભાખિયો, સાધુ શ્રાવક તણો, ભવિક ચિત્ત

વાસિયો ॥ એ સમકિત તણો સાર છે મુલગુ, અહનિંશ આગમ જ્ઞાનને એ-લગુ ॥ ૩ ॥

મનુજ સુર શાસન સાનિધ્ય કારકુ, શ્રી અશોકાભિધા વિઘ્ન ભય વારકુ ॥ શીતલ સ્વામીના ધ્યાનથી સુખ લહે, ધીર ગુરૂ શિષ્ય નય વિમલ કવિ ઇમ કહે ॥ ૪ ॥

---

(૨)

॥ चोथनी स्तुति ॥

[श्री शत्रुंजय गीरि तीरथ सार] એ દેશી

ધર્મ જીણંદ પરમ પદ પાયા, સુવ્રતા નામે રાણી જાયા, સુરનર મનડે ભાયા॥

પણ ચાલીશ ધનુષની કાયા, પંચમી
દીનતે ધ્યાને ધ્યાયા, તવમેં નવનિધિ
પાયા ॥૧॥ નેમિ સુવિધિના જનમ કહી-
જે, અજિત અનંત સંભવશિવ લીજે,
દીક્ષા કુંથુ ગ્રહીજે ॥ ચંદ્ર ચ્યવન સં-
ભવનાણ સુણીજે, ત્રિહું ચોવીશી ઇમ
જાણીજે, સહુ જીનવર પ્રણમીજે ॥૨॥
પંચ પ્રકારે આગમ ભાખે, જીનવરચંદ
સુધારસ ચાખે, ભવિજન હૈયડે રાખે ॥
પંચજ્ઞાન તણો વિધિ દાખે, પંચમી
ધાતનો મારગ ભાખે, જેહથી સવિ દુઃખ
નાસે ॥૩॥ જીન ભકિત પ્રજ્ઞપ્તિ દેવી,
ધર્મનાથ જીનપદ પ્રણમેવી, કિંન્નર સુર
સંસેવી ॥ બોધિ બીજ શુભ દ્રષ્ટિ લેહવી,

શ્રી નય વિમલ સદ્દામતિ દેવી, દુશ્મન વિઘ્ન હરેવી ॥ ૪ ॥

॥ पांचमनी स्तुति ॥

[ શ્રાવણ સુદ દીન પંચમીએ ॥ એ દેશી ॥ ]

સર્વાર્થ સિદ્ધથી ચવિયે,
મરૂદેવી ઉયરે ઉત્પન્નતો ॥
યુગલા ધર્મ શ્રી રૂષભજીએ,
ચોથ તણો દિન ધન્ન તો ॥૧॥
મલ્લિપાસ અભિનંદન એ,
ચવિઆ વલી પાસ નાણતો ॥
વિમલ દીક્ષા ઈમ થયાએ,
સંપ્રતિજીન કલ્યાણ તો ॥૨॥
ચાર નિક્ષેપે સ્થાપનાએ,
ચઉ વિહ દેહ નિકાય તો ॥

ચઉમુખ ચઉવિધ દેશનાએ,
ભાખે સૂત્ર સમુદાય તો ॥૩॥
ગૌમુખ યક્ષ ચક્કેસરીએ,
શાસનની રખવાલ તો ॥
સુમતિ સંયોગ સુવાસનાએ,
નય ધરીનેહ નિહાલતો ॥૪॥

॥ छठनी स्तुति ॥

[ સંખેસર પાસજી પૂજીએ ॥ એ દેશી ॥ ]

શ્રી નેમીજીણેસર લહે દીક્ષા,
છઠ્ઠ દીવસે સુવિધિ ચરણ શિક્ષા ॥
એક કાજલ એક શશિકર ગોરા,
નિત સમરૂં જિમ જલધર મોરા ॥૧॥
પદ્મ પ્રભુ શીતલ વીરજીના,
શ્રેયાંસ જીણંદ લહે તિહાં ચવના ॥

વિમલ સુપાસ જ્ઞાન અડ હોઇ,
  કલ્યાણક સંપ્રતિ જીન જોઇ ॥૨॥
જિહાં જયણા ષટ્‌વિધકાય તણી,
  ખટવ્રત સંપદ્દ મુનિરાય તણી ॥
જે આગમ માંહે જાણીએ,
  તે અનુપમ ચિતમાં આણીએ ॥૩॥
જે સમકિત દ્રષ્ટિ ભવિયાં,
  સંવેગ સુધારસ સેવીયા ॥
નય વિમલ કહે તે અનુસરો
  અનુભવરસ સાથે પ્રીતિધરો ॥૪॥

---

इति स्तुतयः

सज्झाय

॥ पंच महाव्रतनी सज्झाय ॥

[ શ્રી પહેલા વ્રતની સજઝાય ]

સકળ મનોરથ પૂરવેરે શંખેશ્વર જી-

નરાય । તેહ તણા પસાયથીરે, કરૂં પંચ મહાવ્રત સજ્ઝાય ॥૧॥ મુનિજન એ પહેલું વ્રત સાર । એથી લઇએ ભવનો પાર રે મુનિજન. ॥એ આંકણી॥ પ્રાણાતિપાત વિરમણ કહ્યું રે પહેલું વ્રત સુવિચાર ॥ ત્રસ થાવર બે જીવનીરે રક્ષા કરે અણગારરે મુનિજન૦॥૨॥ પ્રાણાતિપાત કરે નહીં રે ન કરાવે કોઇ પાસ ॥ કરતા અનુમોદે નહીં રે, તેહનો મુગતિમાં વાસ રે મુનિ૦॥૩॥ જયણાએ મુનિ ચાલતારે, જયણાએ બેસંત ॥ જયણાએ ઉભા રહે રે, જયણાએ સુવંતરે મુનિ૦॥૪॥ જયણાયે ભોજન કરેરે, જયણાયે બોલંત, પાપ કરમ બાંધે નહીં રે, તે મુનિ મોટા

મહંત રે ॥ મુનિ૦ ॥ ૫ ॥ પાંચે વ્રતની ભાવનારે, જે ભાવે ઋષિરાય કાંતિવિજય મુનિ તેહનારે, પ્રેમે પ્રણમે પાયરે મુનિ૦ ॥ ૬ ॥

[ બીજા વ્રતની સજ્ઝાય ]

અસત્યવચન મુખથી નવિ બોલીયે, જિમનાવેરે સંતાપ ॥ મહાવ્રત બીજેરે જીનવર એમ ભણે, મૃષા સમુ નહી પાપ ॥ અસત્ય ॥ ૧ ॥ ખારા જલથીરે તૃપ્તિ નહીં પામીએ, તિમ ખોટાની રે વાત ॥ સુણતાં શાતારે કિમહી ન ઉપજે, વળી હોય ધરમનો ઘાત ॥ અસત્ય ॥ ૨ ॥ અસત્ય વચનથીરે વેર પરંપરા, કો ન કરે વિશ્વાસ ॥ સાચા માણસ સાથે ગોઠડી, મુજ મન

કરવાની આશ ।। અસત્ય ।। ૩ ।। સાચા નરનોરે સહુ આદર કરે, લોક ભણે જશ-વાદ ।। ખોટા માણસ સાથે ગોઠડી, પગે પગે હોયે વિખવાદ ।। અસ૦ ।। ૪ ।। પાળી ન શકે ધર્મ વીતરાગનો, કર્મ તણે અનુસાર ।। કાંતિવિજય કહેતે પર-શંસિયે, જે કહે શુદ્ધ આચાર ।। અસ૦ ।। ૫ ।।

---

[ त्रीजा महाव्रतनी सज्झाय ]

ત્રીજું મહાવ્રત સાંભળો, જે અદત્તાદાન ।। દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી, ત્રિવિધે ત્રિવિધે પચ્ચખ્ખાણ ।। ૧ ।। તે મુનિવર તારે, નહીં લોભનો લેશ ।। કર્મ ક્ષય કરવા ભણી પહેર્યો સાધુનો વેશ ।। તે મુનિ૦ ।।

॥૨॥ ચોરી કરતાં ઇહભવે વધ બંધન પામંત ॥ રૂરૂ તે નરકે પડે અમશાસ્ત્ર બોલંત ॥ તે ॥ ૩ ॥ પરધન લેતાં પરતણાં, લીધા બાહ્યજ પ્રાણ ॥ પરધન પર નારી તજે, તેહના કરૂ રે વખાણ ॥ તે૦ ॥૪॥ ત્રીજું મહાવ્રત પાળતાં, મોક્ષ ગયા કેઈ કોડી, ॥ કાંતિવિજય મુનિ તેહના, પાય નમે કર જોડી ॥ તે મુનિ૦ ॥ ૫ ॥

[ श्री द्वेष पापस्थानकनी सज्झाय ]

દ્વેષ ન ધરીયે લાલન દ્વેષ ન ધરીયે, દ્વેષ તજ્યાથી લાલન શિવ સુખ વરિયે ॥ લા૦ ॥ પાપસ્થાનક અગ્યારમું કુડું, દ્વેષ રહિત ચિત્ત હોય સવિ રૂડું ॥લા૦॥ હોય સ૦ ॥ ૧ ॥ ચરણ કરણ ગુણ

બની ચિત્ર શાળી, દ્વેષ ધુમેરે હોય તે કાળી ॥ લા૦ ॥ હો ॥ દોષ બેતાલીશ શુદ્ધ આહારી, ધુમ્ર દોષ હોયે પ્રબળ વિકારી ॥ લા૦ ॥ પ્ર૦ ॥ ૨ ॥ ઉગ્રવિહારી ને તપજપ કિરિયા, કરતા દ્વષે તે ભવ-માંહિ ફરીયા ॥ લા૦ ॥ ભ૦ ॥ યોગનું અંગ અદ્વેષ છે પહેલું, સાધન સવિલહે તેથી વહેલું ॥ લા૦ ॥ તે૦ ॥ ૩ ॥ નિર-ગુણી તે ગુણવંત ન જાણે, ગુણવંત તે ગુણ દ્વેષમાં તાણે ॥ લા૦ ॥ દ્વે૦ ॥ આપ ગુણીને વળી ગુણરાગી, જગ માંહિ તેહની કીરતી જાગી ॥ લા૦ ॥ કિ૦ ॥ ૪ ॥ રાગ ધરી જે જીહાં ગુણ લહિજે, નિરગુણી ઉપરે સમચિત્ત રહીજે ॥ લા૦ ॥ સ૦ ॥

ભવસ્થિતિ ચિંતન સુજસ વિલાસે,
ઉત્તમના ગુણ એમ પ્રકાશે ॥ લા૦ ॥
॥ એમ૦ ॥૫॥

॥ क्रोधनी सज्झाय ॥

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીયે, હલાહલ તોલે
॥ ક૦ ॥ ૧ ॥
ક્રોધે ક્રોડ પૂરવતણું, સંજમ ફળ જાય,
ક્રોધ સહિત તપ જે કરે તેતો લેખે ન થાય
॥ ક૦ ॥ ૨ ॥
સાધુ ઘણો તપીઓ હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડ કોશીઓ
નાગ ॥ ક૦ ॥ ૩ ॥
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલુ ઘર બાળે,

જળનો જોગ જો નવી મળે, તો પાસેનું
પ્રજાળે ॥ ક૦ ॥ ૪ ॥
ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવલ નાણી,
હાણ કરે જે હેતની, જાળવજો એમ
જાણી ॥ ક૦ ॥ ૫ ॥
ઉદય રત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી,
કાયા કરજો નિર્મળી, ઉપશમ રસે નાહિ
॥ ક૦ ॥ ૬ ॥

॥ माननी सज्झाय ॥

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન
આવે રે.
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત
પાવેરે ॥ રે૦ ॥ ૧ ॥
સમકિત વિણ ચારિત્ર નહિ, ચારિત્ર વિણ
નહીં મુક્તિ રે

મુક્તિનાં સુખ છે શાશ્વતાં તે કેમ લહીએ
જુક્તિ રે ॥ રે૦ ॥ ૨ ॥
વિનય વડો સંસારમાં,
ગુણમાં અધિકારીરે,
માને ગુણ જાએ ગળી, પ્રાણી જો જો
વિચારીરે ॥ રે૦ ॥ ૩ ॥
માન કર્યું જો રાવણે, તે તો રામે મારયોરે;
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ
હાર્યો રે ॥ રે૦ ॥ ૪ ॥
સુકાં લાકડાં સારિખો,
દુઃખદાયી ખોટોરે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે ॥
॥ રે૦ ॥ ૫ ॥

॥ श्री मुहपत्तिना पचास बोल ॥

સૂત્ર અર્થ તત્વ કરી સદ્દહું ૧

સમકિત મોહનીય ૨. મિશ્ર મોહનીય ૩. મિથ્યાત્વ મોહનીય પરિહરૂં ૪. કામ-રાગ ૫. સ્નેહ રાગ ૬. દ્રષ્ટિ રાગ પરિ-હરૂં ૭. સુદેવ ૮. સુગુરૂ ૯. સુધર્મ આદરૂં ૧૦. કુદેવ ૧૧. કુગુરૂ ૧૨. કુધર્મ પરિહરૂં ૧૩. જ્ઞાન ૧૪. દર્શન ૧૫. ચારિત્ર આદરૂં ૧૬. જ્ઞાન ૧૭. દર્શન ૧૮. ચારિત્રની વિરાધના પરિહરૂં ૧૯. મન ગુપ્તિ ૨૦. વચન ગુપ્તિ ૨૧. કાય ગુપ્તિ આદરૂં ૨૨. મન દંડ ૨૩. વચન દંડ ૨૪. કાય દંડ પરિહરૂં ૨૫.

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરિહરૂં ડાબે હાથે પડિલેહવા. ભય ૪ શોક ૫ દુર્ગચ્છા ૬ પરિહરૂં જમણે હાથે પડિ

લેહીને કૃષ્ણ લેશ્યા ૭ નીલ લેશ્યા ૮ કાપોત લેશ્યા ૯ પરિહરૂં.

માથા ઉપર પડીલેહવા. ક્રોધ ૧૬ માન ૧૭ પરિહરૂં. પુંઠે ડાબે ખભે પડિલેહવા.

માયા ૧૮ લોભ ૧૯ પરિહરૂં. પુંઠે જમણે ખભે પડિલેહવા.

પૃથ્વીકાય ૨૦ અપકાય ૨૧ તેઉ કાયની જયણા કરૂં ૨૨ ડાબે પડિલેહવા.

વાઉકાય ૨૩ વનસ્પતિકાય ૨૪ ત્રસકાયની રક્ષા કરૂં ૨૫ જમણે પગે પડિલેહવા.

તે મધ્યે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા અને લેશ્યા ૩ શલ્ય ૩ કષાય ૪ એ દશ સિવાય બોલ ૪૦ સુધી શ્રાવિકાએ કહેવા.

## ॥ ગહૂંલી ॥

સુણી મીઠી મધુર વાણીરે,
શાણી સઈયર હર્ષે ભરાણી,
આવો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે–૧
ગુરૂ વંદેથી ટળે કર્મ ફંદો,
આવો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે–૨
ગુરૂ જ્ઞાન ગુણના દરિયારે,
જે જે ક્ષેત્રમાંહિ પરવરિયારે,
સુણીવાણી ભવિક જીવ તરીયા,
આવો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે–૩
ગુરૂ મુખ કમલ પ્યારૂં રે,
લાગે દુષ્ટ જનોને ખારૂં રે,
શુદ્ધ જીવને સુખ દેનારૂ,
આવો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે–૪
મુખ કમલે સુધા વાણી વરસેરે,

ભવિ જીવ વિહંગો ચરસેરે,
શબ્દ સ્વાતીના અંતર સ્પર્શે,
આવો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે–૫
ધન્ય પર્વ પજુસણ આવ્યારે,
સમકિત અભિલાષ લાવ્યારે,
દુઃખ દોહગ દૂર હઠાવ્યારે,
આવો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે–૬
ઓગણીસે ચોરાણું વર્ષે રે,
શ્રાવણ વદી ચતુર્દશી દિવસે રે,
વડગામે સુખદ દીલ વિરસે.
આવો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે–૭
દયા અમૃત હિંમત ધરીરે,
હંસશાન્તિવિમળ કુંજ કયારીરે,
પ્રેમ ન્યાય હર્ષ શુદ્ધાચારી,
આવો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે–૮

રત્ન દેવ કલ્યાણના રાગીરે,
મને મલીયા મહા પૂન્યભાગીરે,
રત્નની લગણી એ લાગી,
આવો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે,—૯
આજે આનંદ થયો, આજે હર્ષ થયો,
પ્રેમના વાદલ વરસ્યા, ધન્ય દહાડો
આજનો.
ચાલો સખી ભાવ થકી ગુરૂ વંદીયેરે.
સખી આજ મારે ઘરે દીવાલી,
મારા ગુરૂજીને નયણે નીહાલી,
વડગામ સંઘમાં રંગ તાલી,
ચાલો સખી૦ ॥ ૧ ॥
ગુરૂ હિંમતવિમળજી તે પ્યારા,
તસ શિષ્ય શાન્તિવિમલ સારા,

પ્રેમે વડગામમાં પધાર્યા,
ચાલો સખી ૦ ॥ ૨ ॥
મુનિરાજ ચાર તે વખાણો,
સાધ્વીજી ચેતનશ્રીજી જાણો,
પાંચ સાથે મલ્યા તે પીછાણો,
ચાલો સખી ૦ ॥ ૩ ॥
ગુરૂદેવ શાન્તિવિમલજી પ્રીતે,
સિધ્ધાન્ત વાંચતા શુભ રીતે,
શાન્તિનાથ ચરિત્ર નિત્યે,
ચાલો સખી ૦ ॥ ૪ ॥
એકઠાણા ભગવતી જોગ કરતા,
પંન્યાસની શીખ હૃદય ધરતા,
રત્ન વિમલ ગુરૂથી ઝટ તરતા,
ચાલો સખી ૦ ॥ ૫ ॥

॥ श्री महावीर जीन स्तवन ॥

[ जात्रा नवाणुं करीए-ए देशी ]

કામ સુભટ ગયો હારી પ્રભુજી થાશું,
 કામ સુભટ ગયો હારી
રતિપતિ આણ વહે સબ સુરનર,
 હરિ હરનર મોરારી
 ॥ પ્રભુ ॥ કામ ॥ ૧ ॥
ચોત્રીશ અતિશય, પાંત્રીશ વાણી,
 જોજન એક વિસ્તારી,
 ॥ પ્રભુજી ॥ કામ ॥ ૨ ॥
ચંપો ચંપેલી ઓર અગરજા,
 વિવિધ કુસુમ મનોહારી,
 ॥ પ્રભુજી ॥ કામ ॥ ૩ ॥
ત્રિશલાનંદન ત્રિજગવંદન,

જગત જીવન હિતકારી,
॥ પ્રભુજી ॥ કામ ॥ ૪ ॥
અતિશયવંત ભગવંત, મમ જીવન,
જગત જીવન હિતકારી,
॥ પ્રભુજી ॥ કામ ॥ ૫ ॥
હિંમત વિમળ ગુરૂ હિતકારી,
જ્ઞાન ધ્યાન મનોહારી,
॥ પ્રભુજી ॥ કામ ॥ ૬ ॥
શાન્તિ વિમલની અરજી સ્વીકારી
આપો મોક્ષ મે વાસી,
॥ પ્રભુજી ॥ કામ ॥ ૭ ॥

---

॥ श्री शान्तिनाथजीनुं स्तवन ॥

શાન્તિ જીણંદ ભવિજન મન ધ્યાવો,
મનવાંછિત ફલ તેહજ પાવો ॥

શાન્તિ જીણંદ ભવિજન મન
ધ્યાવો. ॥ ૧ ॥

અંતરજામી આતમરામી,
પર ઉપકારી તુમે કહાવો॥ શાન્તિ ॥ ૨ ॥

જ્ઞાન રયણ ભંડાર પ્રભુ તુમે,
સેવક દેતા ખોટ ન આવે॥ શાન્તિ ॥ ૩ ॥

રત્ન ચિંતામણી હાથજો પામી,
કાચ ઉપર કોણ મન ભમાવે,॥ શાન્તિ ॥૪॥

અમૃત પાન લહે એકવાર,
અભ્યંતર રોગ દૂર હઠાવે,॥ શાન્તિ ॥ ૫ ॥

તુજ સરીખો સાહિબ મુજ મળીયો તો
કુણ મિથ્યાત્વી દેવને ધ્યાવે ॥ શાન્તિ ॥ ૬ ॥

દાન દઈ દયા મન લ્યાવે,
અમૃત વિમલ સુખ પામે, ॥ શાન્તિ ॥૭॥

## પાઠશાળામાં ખાસ લ્હાણી કરવા લાયક પુસ્તકો

| | |
|---|---|
| સામાયિક સૂત્ર (મૂળ પાઠ) ... ... | ૦—૧—૦ |
| સામાયિક સૂત્ર (ચૈત્યવંદન. ગુરૂવંદન સાથે) | ૦—૨—૦ |
| સ્થાપનાજી (પાકું પૂંઠું)... ... ... | ૦—૧—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (પૉકેટ સાઇઝ)... | ૦—૧૧—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (અર્થ સાઈઝ) ... | ૧—૪—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (ગુજરાતી વિધિ સાથે) | ૦—૧૨—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (શાસ્ત્રીય વિધિ સાથે) | ૨—૦—૦ |
| પંચપ્રતિક્રમણ સૂત્ર (ગુજરાતી મૂળ) ... | ૦—૧૦—૦ |
| સુધારસ સ્તવન સંગ્રહ ... ... ... | ૦—૪—૦ |
| રત્નાકર પચ્ચીશી (નેમનાથના સલોકાસાથે | ૦—૧—૦ |
| નૂતન સ્તવનાવલી ... ... ... ... | ૦—૮—૦ |
| ચૈત્યવંદન ચોવીશી... ... ... ... | ૦—૬—૦ |
| સજ્ઝાય સ્તવન સંગ્રહ ... ... ... | ૦—૮—૦ |
| દેવવંદનમાળા ... ... ... ... | ૧—૮—૦ |
| વિવિધ પૂજાસંગ્રહ ભા. ૧ થી ૮ ... | ૨—૦—૦ |

**નાગરદાસ પ્રાગજી ભાઇ મહેતા**
દોશીવાડાની પોળ : **અમદાવાદ.**

**સંઘવી મુલજીભાઇ ઝવેરચંદ : પાલીતાણા.**

# અમારા નવા છપાતાં પ્રકાશનો

## પૃથ્વીચંદ્ર યાને ગુણસાગર અને એકવીશ ભવનો સ્નેહસંબંધ.

ક્રાઉનસાઇઝ ૬૦૦ પાના લગભગ ગ્લેજ કાગળમાં આકર્ષક છપાઈ તથા પાકાબાઈન્ડીંગમાં બહાર પડશે.

| | |
|---|---|
| અગાઉથી કીંમત | ૨–૦–૦ |
| પાછળથી કીંમત | ૩–૦–૦ |

## વાસુપૂજ્યચરિત્ર ગદ્યબદ્ધ પ્રત આકારે

લગભગ ૩૦૦ પાનાનો ગ્રંથ થશે, વોરેગાઈડ, ડ્રોઈંગપેપર ઉપર છપાશે.

| | |
|---|---|
| અગાઉથી કીં. | ૨–૩–૦ |
| પાછળથી કીં. | ૩–૦–૦ |

મળવાનું ઠેકાણું:—

**મહેતા નાગરદાસ પ્રાગજીભાઈ**
દોશીવાડાની પોળ : **અમદાવાદ.**

**સંઘવી મુળજીભાઇ ઝવેરચંદ**
જૈન બુકસેલર : **પાલીતાણા.**

**મેઘરાજ પુસ્તક ભંડાર**
પાયધુની ગોડીજીની ચાલ : **મુંબઇ.**

